॥ તત્સત્ પરમાત્મને નમ ॥

# શ્રીગુજરાત ન્યુતન નાટક સમાજ

## ધર્મી ગુન્હેગાર યાને

# નિર્દય નિરો

## નાટકના ગાયનો.

રચી પ્રસિધ્ધ કરનાર,

**મોહનલાલ ગોકળદાસ યુવાન.**

હાલ મુ. ગોવીંદ ભુવન થીએટર-ભરૂચ.

આવૃતિ ૧ લી    પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૫    કીંમત ૦-૨-૦    સને ૧૯૧૯

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૯૧૬૮

આ નાટક (ધર્મીગુન્હેગાર યાને નિર્દય નીરો) રચનાર [illegible] આવી
માલીકે સર્વ હક્ક સ્વાધીન રાખ્યા છે, તેમની [illegible]
રજા સિવાય કોઈએ ભજવવું ભજવાવવું,
છાપવું કે છપાવવું નહી.

સુરત લીમડાચોકમાં આવેલા "દેશી મિત્ર" પ્રેસમાં
મગનલાલ વનમાળીદાસે છાપ્યા.

# નિર્દય-નિરો નાટકનો ટુંકસાર.



રોમના જુલમગાર બાદશાહ નીર્દય નીરાનો નાન્કાનોભાઇ ફેન્ટો-
મસ બાલપણાથી પોતાનું કુટુંબ છોડી ગયા બાદ વીકાલ પહાડોમાં
પોતાના દીવસો નીરગમન કરે, છે. બાદ શહેનશાહ નીરાને હાથે
અંજાણપણામાં તેનો હાથ વીંધાયલ છે. સરદારોની તકરાર નીદ્રાવશ
થએલ ફેન્ટોમસ જાગતાં મરતાનને પોતાને થએલા જખમની
ખબર રહેતી નથી તેમ એક એકની ઓળખાણ પણ પડતી નથી.
બાદ પોતાનો સરદાર બનાવી સાથે. લઇ જતાં .વજીર રોકેમ્બોલથી ;
અનાચાર કરતી નીચ બેગમ ફેન્ટોમસ ઉપર મતી ભ્રષ્ટ થાય છે.
દારૂમાં ગુલતાન રહેલ જુલમગાર બાદશાહને કુલીન બેગમ ખુબ
ભરમાવે છે. અને ફેન્ટોમસ ઉપર પોતાની સાથે પ્યાર કરવાનું
અનેકવાર સુચવે છે. છતાં નેકીબાજ ફેન્ટોમસ રંડાનો તીરસ્કાર કરે
છે. બગીચામાં બેગમે પાળીપોશી મોટી કરેલી જુલીયા તથા શહેન-
શાહના હાથથી ઉછરેલ માઇકલ બંનેનો મેલાપ થાય છે. પરસ્પર
પ્રેમ કરતાં બેગમ નજરે જોઇ ક્રોધે ભરાય છે અને પ્રેમી જોડાંને
તેમ કરવા ના કહે છે. અને એક એકના દીલ જુદા કરવા સુચવે
છે. છતાં બાળકો ઇન્કારથી બેગમનું અપમાન કરે છે બાદ (ઇશુક્રા-
ઇસ્ટ) ધર્મ ગુરૂ કલાઇસ્ટર દુનીઆને સદબોધ આપી રહ્યા છે. તે
જાણુ છતાં બાદશાહ તેને તેની દીકરી સરસા તથા બાળક જેકબ
સાથે પકડી મંગાવે છે. અને અનેક પ્રકારના જુલમો ગુજારે છે.
નેકીબાજ ફેન્ટોમસ તેમને હર વખત તમામના ખુદા એક છે. તેમ

સુચવે છે. નીચ રોકેમ્બોલની ઉશ્કેરણીથી બાદશાહ જેકબને યંત્રમાં હાથ પગ ખેંચી હેંટર વડે માર મારવા ફ્રેન્ટોમસ ઉપર હુકમ લખી મોકલે છે. બાદ તેમ કરતાં પણુ પાછો પડે છે. અને કલાઇસર પંથના તમામ માણુસોના હાથ પગને જીભો કાપી નાખવા હુકમ કરે છે. અને નીરદોષને હેરાન કરતાં રોકેમ્બોલને ફ્રેન્ટોમસ બોધ આપી ગરીબોને બચાવે છે. બેગમને રોકેમ્બોલના કાવત્રાંથી ફ્રેન્ટો-મસ સાથે ત્રણેને વાઘના મોંઢામાં આપે છે ગરીબોનાં ધાત થતાં ફ્રેન્ટોમસ પોતાનાં બાહુ બલથી અને વીધીના લેખથી બચી જાય છે. બાદશાહ ઘણુાજ ખુશી થાય છે. અને રોકેમ્બોલ તથા બેગમને ધીક્કારી કાઢે છે. બાદ બેગમ તથા રોકેમ્બોલશાહનું ખુન કરવાનું કાવતરૂંકરી નેકીબાજ ફ્રેન્ટોમસ તથા રાજ્યવારસ માઇકલને ગુન્હેગાર ઠરાવી બંદીખાને નાખે છે. બાદ પોતાનું કાલું કર્મ પુત્ર આગળ જાહેર ન થાય. તેટલા માટે તે માઇકલ નેછુટો : કરે છે. નેકી ને બદીના વાદવીવાદમાં ફ્રેન્ટોમસ બેડી તોડી પસાર થાય છે. અને માઇકલને બેગમ તથા રોકેમ્બોલ સાથે અનાચાર કરે છે. તે જાણુ થાય છે. રોકેમ્બોલ તથા બેગમ સમજી જઇ બન્ને જણને મારવા એકદંડીઆ મહેલમાં ઉતારો આપી મહેલ સુરંગથી ઉરાડી દેવા પ્રયત્ન કરે છે. મહેલમાં આગ લાગતાં ફ્રેન્ટોમસ આવી બન્નેને બચાવે છે. અને બાળકોને દરીઆ માર્ગે રવાના કરી રોકે-મ્બોલને મારીને તેનો પોશાક ધારણુ કરે છે. બેગમ અજાણુપણુામાં તેને રોકેમ્બોલ જાણે છે. અને પોતાનું પેટ ખોલીદે છે. બાદ દારીઆમાં તણુાતા બાળકો જોનકેલેઝરાઇનને મલે છે. તે તેને રાજ્ય સત્તા પાછી અપાવવાની પ્રતીજ્ઞા કરે છે. અને બેગમને લેટર લખી પોતાની

છાવણીમાં બોલાવે છે ધારણ કરેલા રોકેમ્બોલના પોશાકમાં ફેન્ટોમસ પણ જાય છે. વાદવીવાદમાં તકરાર થાય છે ભેદ ખુલ્લો પડે છે. અને રાજ્યવારસ માઇકલને પોતાના પાળક પીતાની યાદી મળે છે પીશાચણી બેગમ પોતાને હાથે આપઘાત કરે છે. અને અંતે ધર્મો-જય ને પા પેક્ષય એ કહેવત સાચી ઠરે છે,

## કોમીક.

હોરમસજી થરમામીટર તથા મવાલી કોલાબા ગેપ બન્ને એકજ સીકલના હોવાથી બાનુ દીલચરમા પોતાના ધણીને ભુલી જાય છે. બોય ને મેરીની ખટપટથી બાનું તથા ચકમોના મોંઢા રંગાય છે. અને એક એકમાં બહુ ગુચવાડો થાય છે. આખર ભેદ ભરમ ખુલ્લો થઇ જાય છે દીલચરમા પસ્તાય છે. પોતાની બે અદબી માટે માફી ચાહે છે.

શ્રી ગુજરાત ન્યુતન નાટક સમાજના માલેક.

એમ૦ જે૦ દુધરેજીઆ

વ્યવસ્થાપક.



# ખેલના પાત્રોનાં નામ.



| | | |
|---|---|---|
| નિર્દયનીરો... | ... | ...રોમનો જુલમગાર બાદશાહ. |
| રોકેમ્બોલ ... | ... | ...તેનો નિમકહરામ વજીર |
| ફ્રેન્ટોમસ ... | ... | ...નીરાનો ઓરમાન ભાઇ. |
| માઈકલ ... | ... | ...નીરાના હાથથી ઉછરેલો કુમાર. |
| સ્કોટ / સ્વીડન ... | ... | ...સરદારના પુત્ર |
| ક્લાઈસર ... | ... | ...ધર્મગુરૂ (ઐસુખ્રીસ્તને માનનાર.) |
| જેકબ ... | ... | ...ક્લાઇસનો પુત્ર. |
| થરમામીટર | ... | ...હુનરબાજીમાં પાછો પડેલો ગૃહસ્થ. |
| કોલાબાગેપ | ... | ...મવાલી તરંગબાજ |
| બોય ... | ... | ...થરમા મીટરનો નોકર. |

બાદ સરદારો, કોદરજી, બહેરામજી, મનચેરજી સીપાઇ વી. વી.

---

## સ્ત્રી વર્ગ.

| | | |
|---|---|---|
| જીમન ... | ... | ...રોમનશહેનશાહની રાણી (બેગમ) |
| જુલીયા ... | ... | ...બેગમના હાથથી ઉછરેલી છોકરી. |
| દીલચસ્મ ... | ... | ...થરમામીટરની સ્ત્રી. |
| જોરી... ... | ... | ...દીલચસ્માની નોકર બોયની સ્ત્રી |
| સેરસા ... | ... | ...ક્લાઇસરની પુત્રી. |

---

॥ ॐ ॥

॥ तत्सत् परमात्मने नमः ॥

# નિર્દય-નીરો નાટકના ગાયનો.



## સ્તુતિ.

બાળાઓ— ૧

કુદરતકાર, એ ... ... ...દીનદયાલ.
શરણેબાળ.............................
તું......દાતાર.........તું.........ગફાર.
તારનાર.......શરણેબાદ.
ત્રાતા...તું......જગપાલક.
સ્વામી અધમ ઉધારણા.
તારણ........શરણો બાલ...કુદર.

બાળાઓ— ૨

ભેદને અભેદ કોઇ દીન માનજો
રામને રહેમાન એક છે પીછાણજો
સૃષ્ટી સરજનહાર કૃષ્ણને કરીમ જો
એક રૂપ એક રંગ તેહને નીહાળજો
કાબને કલમા ફેર નહી જાણજો
ચોખ્ખાને ચાવલ છે એક હર્ષે માનજો
છે મનુષ્ય સર્વ કોય અભંગ એ પ્રમાણજો. ભેદને.

ભીલચરમ— ૩

મારા રૂપથી રંગથી મનના ઉમંગથી મહોબતથી ઢાળું સુપાળને
નયન બાણે નચાવું ભલભલા સૌ સ્વાધીન થાય પ્રેમ જાળને.
કોઇ લટકાળી ચાલમાં લોભાએ
ગોરા ગાલોના ચૂંબને તણાએ
સ્તન શીખર નીહાળે સ્નેહથી
જોઇ જંપે વીમાસીઆ વાળને

બાગ-મેરી— ૪

આવો આવો રસીલા મોજ ઉડાવો આશકના દુભાવો બાવાજી બારથી આવશે
જા જા. દુરં, ચાલ્યને નફ્ટ, હરામી લંપટ રાખના કપટ આવે, આવો,
ખબરદાર કદી જો તે લીધું નામ હવે મારૂં,
પીવું છે પાણી પ્રેમનું છો હોય એ ખારૂં.
બાવાએ મોજ ખુબ કરી હવે આપણો વારો,
મુકી દે માન થાય આશક માશુકનો વધારો. આવો.

નાયકા— ૫

કાનસે લાગી નયન હમારી
બોરી સાવરી સુરતપે લુભાની—કાહના
જો સચ પુછો તો હમરે પર કાહનાકી સરદારી
ગોકુલમેં હમ બસતહે હરદમ કરત કાના છેડ મોરી

કોલાબાગેપ— ૬

પોઝીશનમાં ફરવું દમમાં, ગુલતાન બની રહેવું રમમાં
છળ બળ કળ બલથી ખાવું પીવું રોજે હોટલમાં
હા, હા, દામતણી પરવા નહી કરતાં મોજ ઉડાવીશું જગમાં
ઇજ્જતને એશાકે મુકી છો દુનીયા ગણુતી ઠગમાં
બનીને મોટા ખરીદી ગાદી બનાવી દુનીયાં લાવીશું લાડી
સરકારી વારંટ છો રે અગાડી થઇશું પાછળથી પોબાર
આ, હા, હા, હા, હા, હા, હા,

ચરમાચીટર—દીલચરમ—    ૭

ઓ લવ, ઓલવ, લેલ આર યુ ગોઇંગસર
ડીયર ભુલ કરતા નહી જલદી લઇ આવા જઈ કેપ
ઓલરાઇટ હું ચાલ્યો વ્હાલી નહી કરતાં વીક્ષેપ
ફેસ બન્યો છે કેવો સુંદર ઉજળો આઇવરી બ્લેક
શું બનાવો શું બનાવો હા હા હા હા હા હા હા

ફ્રેન્ટોમસે—    ૮

નીચ જનોના નીચતા છોડે
ખલ જન ખલતામાં પ્રીતી જોડે.    નીચ૦
કુકર્મ બહું તેઅ કરતા પાપ ભાર શીર ઉપર ભરતા
પ્રભુથી નહી લેશ ડરતા નીચ જનો નીચતા છોડે

મેરી—કોલાબા—    ૧૦

જોરમાં જણાય મન મુજાય આગ થાય
અરરર જીવ જાય.....................
મારા અંતરમાં કાંઇ કાંઇ થાય દીલ આ દુભાય તન તણાય
હાય...હાય.........................
કહેવાઇ ના બાઇને ફરીયાદ, દીયે નહી શેઠ કાંઇ દાદ
ઊભો જુએ વ્હાલો તમારી આ વાટ
મન મુંજાય કાંઇ થાય હાય...હાય...હાય......

મેરી—કોલાબા—    ૧૦

ચાલ ચટકતી મટકતી માહરી દે બોસો દીલ જાન,
પ્રીત પાનમાં મહોકાણુમાં મારૂ કહેવું માન
હું ફરવાની ગાડી ઘોડે હસબન મોટરકાર
ઉંટે બેસી શાદી કરશું છોના હો ઘરબાર
ડીયર દુઃખ દીલના ટાળી દયો, આવો કરો સુખ પાન
વીસ્કી બ્રાન્ડી પીઉં મોસંબી પણ નાણાની તાણ
ઇજ્જત ખાય હવામાં ઝોકાં દુનીયાથી તકરાર
બેલીફ રોજે ઘર ઢુંઢે છે વારંટ લઇને ચાર

સરસા— ૧૧

નભતી નથી ન નભશે કાયમ સદા શાહી
રહેતી નથી ન રહેશે ફુરનાઇ બાદશાહી
પહોંચ્યા હજુરે વાલી લઇ બન્ને હાથ ખાલી
સીકંદરો સીધાવ્યા, મુકી તમામ આહી
હુકુમત થતા હજારો કંપે જમાનો સારો
મુફલીસ હો માલદારો રહેશે ન સાથ પાઇ
કોઇ ભલા કે બુરા ભરતા હો પાપ કુંડા
સંતો મહંત ચાલ્યા, દેવા જવાબ ત્યાંહી

જુલીયા— ૧૨

મોહે લાગી મદન અગન અંગમાં
જીવ જાયે શખી પ્રેમ જંગમાં
એમ......હા......બેન..... હા
કરી વ્યાકુળ મને પળ પળ અહી સતાવીને
બની બેહાલ બેની આપો સુખ લાવીને
મરી જાય જાય અરર હાય......
શાન્ત બેન......શાંત......મોહે૦

જુલીયા— ૧૩

સખી સ્વપ્નની બલીહારી કહું છું તને વીસ્તારી
રાત્રી વહેતી કારી આવ્યા જીવન વનમાળી
ચુંબન કરી મુજને જગાડી ધાંધલે કરી ખેંચી મુજ સાડી
બીહની હુ ભોળી કાંઇ ન બોલી કસથી તુટી ગઇ ચોળી
વહાલે કરી બરજોરી
ઘડી ઘડી વળગે સમજે ન કાંઇ સ્વદેશી વસ્ત્ર ગયા ભીંજાઇ
ગયા સતાવી જીવન હારી ત્યાં તો આંખ ઉઘડી ગઇ મારી
આવ્યા જીવન વનમાળી

જુલીયા—માઇકલ—  ૧૪

ધીરી ધીરી શાણી સખી અધીરી તું શાને હવે થઇ
રસીલી ગઇ રંગીલી ગઇ  પ્યારા આ રહી
જાવ, જાવ,  આવ, આવ.

જાવ, દયોને રસીલારે, ઘેલાં શીદ કરો, જાવા દયોને
વારે, વારે, વારે કેવા ઢોંગ કરે મન મુંજાતું અરે
રહેવા દયોની છબીલીરે, રીશ શાને કરો રહેવા દયોને
ખોટા ભાવ ધરી છેટા જાવ જરી નાં દેવાંસી પરી...ધીરી,

સ—ફે—ક—રો—  ૧૫

હરી કોપ શો કુર્યો આજે, દુખીઆરાપર દયા કરો
ઘરથા નીકળી જંગલ ચાલ્યા આગ થઇ ત્યાં મલ્યા કરો
જુઓ વાડ વેલાને ખાશે, કયાં જાશે નાશી બાપડો
ધરતી માતા કોપ કરે ત્યાં નીરાધારનો થાય મરો
સમજો........દાતા...............સમજો

ન સંભળાય દેવી દયા કર, મારો જીવ ગભરાય છે
ફેન્ટોમસ વીલંબ થાય છે  હા, હોશીયાર
કરે કોપ જો ઇશ્વર હાથે, આપી આશ્રય પ્રેમ જરો
કાપી હાથ પગ ને યંત્રોમાં, કહે કે બાળક હરો ફરો
સમજો.........દાતો............સમજો
દુર, દુર.........હો..............દયા દયા
ધર્મ સંકટમા પડયો કેમ થાઉં લુણ હરામ
બાળ બચાવીને ધરો જગમાં દાતા નામ
સુજ પડે ના શું કરૂં, કેમ કરૂં ઘનશ્યામ
વાર કરો શા કારણે, પહોંચાડી દે ધામ
સમજો...........દાતો...............સમજો

# અંક બીજો.

ભેગમ—                    ૧૬

અરજ સુણોને મોરી શાવરીયા
શ્યામ સુંદીર વર મોરા રે
નાહક નહિ દુભાવ સલુણાં
કરૂ વીનતી કર જોડ પ્રીયે
દર્દ સમાવ રહી પ્યાસી મંય
પાય પડુ પ્રીય તારેરે

ઓ-મે-કો-દી-થ—          ૧૭

દુનીયા થઇ એ હાલ ખરે આપણી ચાહથી
વરસાદ ન વરશ્યો પડયા દુકાળ સેનાથી
સ્વાથ માંહી સત્યને ગુમાવી દીધું.
દોલત પચાવી પારકી કંગાલ તેનાથી—દુનિયા૦
જુવાનીયા જનત જતાં નિર્દોષ એ પ્રાણી
દોજખ બનાવી દુનિયા સેતાનપણાથી—દુનિયા૦
કુસંપને મુકી મલોની એકત્ર બધાથી
ઉંઘતા ઉઠો અરે ઓ હીંદના વાસી—દુનિયા૦

જુલીયા-માઇકલ—          ૧૮

કરી પ્રેમથી પીછાણુ દયા લાવી દીલજાન
માહરા મહેરબાન
તજી તરકડ તોફાન જીતી લીધી જબાન
ખરેખર ખાનદાન માહરા મહેરબાન
ખીલતી કળી શમાન ખુબ ખીલશું
જોબન જંગમાં જીવન સાથ માહલશું.
પ્રીય તમ પ્રાણુ સાથે રંગે ચાલશું

લઇ આલીંગન અધર અમર ચુમશું
જાવ. જાવ. શરમાવ
ચાળા ચશકાને કરતા ડરતા રાખો ભાન...કરી૦

સરશા— ૧૯

જગથી કરી જુદાઇ, ભુપે ભવિષ્ય ખોયા
રાવણુ સમાન રાજા આખર જમીનમાં સોયા
કહેતી મુખેથી દુનિયા, ખમા ખમા પધારો.
છોડી સંખ્યા ચાલ્યા, સ્નેહી સગાં ન જોયાં
કીચકએ કાળ વાર્યો, દુર્યોધને દુખાઇ
બામા સ્વધર્મ શાચી હાથે સુખો ડુબાયા
સ્તાદીસો સાહુકારો હો અમીર કે ગરીબો
નેકી ગુમાઇ હાથે, જોઇ જમીનમાં સોયા.

ઓ. થ. હિ.— ૨૦

શોખ કરો પુરો મન ભાવ્યો વાહ વાહ રસ્તો ઠીક બતાવ્યો
ભેટો જઇ પ્યારી દીલધાર, આહા, હા, હા, બેશમને બતાવું સાર
જો જો લેશ તમે નહી ડરતા, જવાબ દેજો મરતા મરતા.
પહેલાં શાન્ત કરો જઇ પ્યાર, આહા, હા હા બેશરમને બતાવું સાર
સાચવી જજો જાળવી તમે ધીરે ધીરે અરરર હા બસ હા-
કરી ડ્રેન્સ પીસું પૈટવાઇન ઉંચો, ખોલીશું ખનીધારી બ્રાન્ડીનાપુરો
લગાવો જઇ મોઢાપર ડુચો જુઓ લવમેટર સીખો કેવો
હા, હા, હા, હા,

સરસા— ૨૧

દયા દીલમાં લાવો, વીહવળને ઝેર ના પાવો,
કરી અભીમાન ના ફાવો, ગયા શની અને રાવો.
મુછે લીંબુ હતા જેના, થયા બેહાલ પણુ તેના.

શીકંદર ને શહેનશાહો, મુકી ચાલ્યા બધા દાવો
{ખરૂં છે ખરૂં છે શાન્તી દેવી તમારૂં તમામ કહેવું ખરૂ છે.}
{બસ શું જાવો છો. ચલાવ, હોશીઆર ઓ ખુદા,}
જરેજર જીંદગી ચોલી, મુકી ચાલ્યા બધા દાવો
હતા બહાદુર ઉમરાવો, મુકી ચાલ્યા બધા દાવો
{તેથી શું નથી ડરતા કાંઇ, બતાવો શું સફાઇ}
{લઇ ર્યો કાળ જાવું છે ભલાઇ ભાઇ ભલાઇ}
{બસ ચુપ ચલાવ, ચલાવ}
કરો ના હાથ પગ જુદા, હીસાબો માંગશે ખુદા,
કર્યું પૂન દાન બતાઓ--થશે તે વાર પસ્તાવો.



# અંક ત્રીજો.

ફ્રેન્ટોમસ-- ૨૨

વીંધાએ જીગર મુંઝાએ અતી (૨)
પડે ના મમજ [illegible]રી હારી મતી (૨)
અરેરે નીંદમાં મુજરાય નથી
નારીની ગમીન નીહાળી નથી (૨)
માહરથી મુક્તી નથી નથી કામની કાંઇ આશામાં
શીત દે તું શહમતી આભારી છે દીન ચારના

માઇકલ-જુલીયા-- ૨૩

મારી રમણી રસીના ઓ રાધીકા
આ કાનને રજા હવે રહેમથી આપશો
વ્હાલા નંદકુંઇ વાંસળી વગાડીને
ઘેલી મા ગોપી બનાવી કાના કયાં જશો
મનહર મેલી આમ અકેલી
અરે અલબેલી બની ગઇ શું વેલી મારી૦

કોમીક— ૨૪

ડીયર ડોળી રસીલા હું ઠગાઇ હાય
માશુકો ખાએ ભુલ ગણી બદલી આશકની થાય
ખાઇ પીને કરીશું મજાહ રસીલી જાન
થઇ ગઇ એક માશુક ને બે આશકોની મહોકાણ
મળી તીજોરી તગદીરની પણ કુચી ખુદાને હાથે છે
લ્હેજત કરશું મન માની પણ મોતનું ચક્કર માથે છે
ગોટાળે ડાટ ઘણો વાળ્યો કાઢ્યું સઉ સત્યાનાશ
પણ આખર સઉ એક થયાં વ્હાલી રહેજે તું પાસ
ડીયર ભૂલ હવે નહી ખાશું તમ થાશો ના નીરાશ
પાડોશી પકવાનો ખાશે ઘરના ખાશે છાસ
હીય હીય હુરે હુરે.

ફ્રેન્ટોમસ— ૨૫

ચીન નીત નકટા નીચ નઠારા, સંપ જોઇ ડરતા,
કુટીલો ક્રૂર કૃત્ય કરતા
કુસંપે પાન્ડવો લડીયા, કલેશથી કઉરવો મરીયા.
કુસંપથી પૃથુરાજે નીજ રાજ ગુમાવ્યું હાથથી,
જયચંદ તણા સંતાપથી
ભગની ભ્રાતથી લટકી પીતાથી પુત્રીઓ લડતી
કુસંપથી લક્ષ્મી લુંટાએ હીન્દ છોડી જાતી......ચીન.



# જાહેર ખબર.

નીચે જણાવેલા નાટકોના ઓપેરા શ્રી ગુજરાત ન્યુતન નાટક સમાજનો જ્યાં મુકામ હશે ત્યાંથી અગર લેખક મોહનલાલ ગોકલદાસ યુવાન પાસેથી રોકડી કીંમતે મળી શકશે.

| | |
|---|---|
| ખુની યજમાન | ૦—૨—૦ |
| નિર્દયનીરો | ૦—૨—૦ |
| કાલો નાગ | ૦—૨—૦ |
| ઘમંડી કલહ યાને નિર્મળગંગા | ૦—૨—૦ |

(હવે પછી બહાર પડનાર ખેલો)

ધર્મી ગુન્હેગાર, કારાયલ સમો, અનંગશત્રુ અને લોખંડની બેડી યાને અદાયે ફર્જ (ઉર્દુ જબાનમાં બહાર પડશે.

